# ધર્મનો મર્મ અને પારસીની આરસી

તથા

# પરમેશ્વરનું પંપાલન યાને બંદગી કે બડબડાટ.

બઝમે રૂએ અહુરમઝદ તરફથી મુંબઈના ફરામજી કાવશજી ઇન્સ્ટિટયુટમાં તા૦ ૨૧ મી નોવેમ્બર ૧૯૦૨ અને તા૦ ૧૯મી જૅન્યુઆરિ ૧૯૦૩ને દિને અપાયલાં ભાષણો.

ભાષણકર્તાઃ—

ડૉ. દીનશાહ પેશતનજી ફરામજી ઘડિયાલી,

મેડિકલ ઇલેક્ટ્રિશિઅન, ઇત્યાદિ.

સુરત

“ દેશી મિત્ર ” પ્રેસ.

જુલાઇ ૧૯૦૩.

# "ધર્મનો મર્મ અને પારસીની આરસી."

પ્રિય પાકઝાદ જરથોશ્તી બેહેનો અને ભાઇઓ,

"અથોરનાન"નો પુછડયો તારો પાછો આવ્યો છે! જ્યારે અઢી વર્ષની વાત ઉપર અત્રેથી ધંધા અર્થે હું પરદેશો ગયો ત્યારે કેટલાક બદખ્વાહો તરફથી એવું અડાવવામાં આવ્યું કે પોતા ઉપર પડેલા સખ્ત તાણાઓ અને ભારી જાહેર ચર્ચાથી ડરી ધડિયાલી મુંબઇથી નાહસી ગયો છે પરંતુ આપ સાહેબો સનમુખની મારી આજની હાઝરી તેવી નાપાયદાર અને કપટખોરી બુમને ઝમીન સાથે મેળવવાને પૂરતી છે. તાણાઓથી આજ સુધી હું ડર્યોજ નથી અને મારી પીઠ જાહેરમાં કોઇએ નેહાલી નથી. નુકતેચીનીની મને પરવા નથી અને મારો એતેકાદ જે વાજબ બતાવે તે બોલવાને મારી જીભ કદિ પશ્ચાત પડનાર નથી.

निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु
लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम् ।
अद्यैव वा मरणमस्तु युगान्तरे वा
न्याय्यात्पथः प्रविचलन्ति पदं न धीराः ॥

" કરવા દો નિન્દા નીતિનિપુણોને યા સ્તુતિ કરવા દો, લક્ષ્મીને ઇચ્છા પ્રમાણે આવવા દો યા જવા દો; મરણ અત્યારે યા યુગ પછી થવા દો, હિંમતવાનો સીધા રસ્તાથી એક પગલું પણ હઠતા નથી."

બુઝોર્ગો તરફ હું બહુ માન ધરાવું છું માટે આજનાં ભાષણમાં કોઇ સાહેબોનાં નામ આવે તો જેવાં ખાલેશ મનથી જાહેરમાં હું બોલું છું તેવાં સાફ દિલથીજ તે સાહેબોએ પોતા ઉપરની ટીકા ઉઠાવવી. મારા વિચારોની દર્શાવણી પ રાસ્ત મનશની **सत्येन मनसा** યાને સાચાં મનથી છે એ ખાતરી રાખજો. કવિ કાલિદાસ કહી ગયો છે કે:—

विद्या नाम नरस्य रूपमधिकं प्रच्छन्नगुप्तं धनं
विद्या भोगकरी यशः सुखकरी विद्या गुरूणां गुरुः ।
विद्या बन्धुजनो विदेशगमने विद्या परा देवता
विद्या राजसु पूजिता न तु धनं विद्याविहीनः पशुः ॥

" વિદ્યા ખરેખર મનુષ્યનું ઉત્તમ સૌંદર્ય છે તેમજ બહુ ગુપ્ત ધન છે; તે વૈભવ, યશ અને સુખ આપનાર છે; તે ગુરૂઓનો ગુરૂ છે; પરદેશમાં તે મિત્ર છે; મોહટો દેવ છે; રાજાઓને તે દ્રવ્ય કરતાં પણ માન્ય છે; તે વિના મનુષ્ય પશુ છે." માટે દરેકને લાજમ છે કે વિદ્યા સંપાદન કરવી

અને તે સારૂ કેલવણીની જરૂરત સાફ જણાય છે. કેલવણી ચાર તરેહની છે; પ્રાપંચીક, સામાજીક, રાજ્યકીય અને ધાર્મિક. રાજ્યકીય અને સામાજીક કેલવણી માટે હાલ હું બોલનાર નથી. પ્રાપંચીક યાને વેહવારૂ કેલવણી ઉપર હાલનાં પારસીઓનું ધ્યાન વિશેષ ખેંચાવા લાગ્યું છે. એક વેળા એવી હતી કે જ્યારે મુખ્ય વેપાર પારસીઓને હાથ હતો; છે આજે તેવું કશું ? આજે સાચી વેહવારૂ ઉપયોગી તાલીમને બદલે પેટ ભરવાનાં સાંસા પડે તેવી પોથાઓની કેલવણી આપવામાં આવે છે. પોથા એટલા થોથા. પોથાએ પંડિત થતા હતે તો "ગુરૂ" શબ્દ થતેજ નહિ. આજનાં મૅટ્રિકયુલેટ થતા છોડાઓ જુઓ. ચૌદ વર્ષમાં ચશ્મા ચઢાવી ચાર ચશ્મ કરી મોડી રાત્રે બે વાગા સુધી અભ્યાસ કરી શીખે ત્યારે શું કે "વિલિઅમ રૂફસ લાલ મોંઢાંનો હતો અને સિકંદર છાકટો થઇને મરી ગયો" ! હું પુછું કે એથી તમારો શું દિવસ ખુલવાનો ? એવાને એમજ પુછો કે પયગમબર જરથોસ્તની કારકીર્દી શું ? જવાબમાં કોડાં ભોપશે. મૅટ્રિકયુલેશનમાં ગયલા એક છોકરાને તરજુમો કરવા આપ્યો કે " મને બે ઓરડા જોઇએ છે; એક નાહનો અને બીજો તેથી નાહનો. " તેણે લખ્યું, " I want two rooms, one smaller & the other smallerer !" મદ્રાસનાં મૅટ્રિક પત્રકમાં એક ફાર્સી સવાલ પુછાયો કે " મેં એક સોનાનું ઘડિયાલ દિલ્હીનાં વેપારી પાસેથી ખરીદ કીધું. " તરજુમો લખ્યો, " મન અઝ વેપારીએ દિલ્હી ઘેર્યુંલે સુન્નેહ ખરીદ કરદેહ બુદમ " ! એવીજ અધુરી કેલવણીનાં ડહોરાંની એક વાત યાદ આવે છે. જયપોરથી એક મારવાડી લાલાજી ફરી હરીને અજમેર ગયા. દીવાલી હોવાથી લાલાજીએ પોતાની ખાતાંવહી મંગાવવા માટે, શેકસ્તા ઉર્દુ ( જેમાં કશાપણ કાના માત્રા આવતા નથી તે ) માં જયપોર લખાવ્યું કે " લલજ અજમર ગય બડ બહક ભજન. " લખનારની મકસદ એવી કે " લાલાજી અજમેર ગયે બડી બહીકુ ભેજના. " જયપોરવાલા અંકુસે વાંચ્યું કે "લાલાજી આજ મર ગયે બડી બહુકુ ભેજના." પરિણામમાં મારવાડણ વહુજી રડતાંકુટતાં અજમેર જઇ જોવા લાગ્યાં તો લાલાજી પેહેડી ઉપર લાડવાં ખાઇ પેટ પસ્વારતા હતા ! હાલ અપાતી ઢંગ ધડા વિનાની પારસી કેલવણી ગોયા એવુંજ પરિણામ નિપજાવે છે અને એવા થોથડાઓ જ્યારે મૅટ્રિકયુલેટ થઇ ચાકરી વિના ધકેલા ખાય છે ત્યારે પાછલથી પોતાનાં માતા પિતાને શ્રાપ દઇ બોલે છે કે "રે માય માય, મને જણ્યો કાંય ને જણ્યો તો એવો જણ્યો કાંય"! વળી જો હાલનો છોકરો ચંચલ હોઇ પસાર થઇ આગલ ચાલ્યો તો એમ. એ. થઇ કસરતની ગેરહાજરીમાં બદનને તાવક્ષન બનાવી **યમ યે** કરી જમને તેડું કરે છે. અગર એવી તાલીમ છોકરાઓનેજ અપાતી હતે બેરાદરો, તો શમજ્યા કરી ખામોશ રહેતે પણ જ્યારે એવી ફરમાસુ નાશકારક કેલવણી કશાએ ફેરફાર વિના છોકરીઓને પણ આપવામાં આવે છે ત્યારે આપણાથી ઉંડો નિશ્વાસ નાખ્યા વિના રહેવાતું નથી. પરમેશ્વરથી મનુ-ષ્યનું ડહાપણ વધુ નથી. બાપોકાર હું કહીશ કે સંસારનાં જે બે વિભાગ તે દાનાએ કીધા છે તેની સર્વોત્તમ રચનાનું ખંડન આ બેવકુફીભરી કેલવણી કરે છે. સંસારનાં બે તબકકામાં સ્ત્રીને ઘરનું અને પુરૂષને બાહેરનું કાર્ય સોંપેલું છે. તમારી ઉંધી રીતીથી જેમ તમો છોકરાઓને બાયલા બનાવો છો તેમ છોકરીઓને છોકરા બનાવી સંસાર ધુલ કરો છો. બી. એ. થઇ બૈરાંઓ બૅરિસ્ટર બનશે પણ કોઇ એમ કહી શકશે કે મરદો જણશે ? બલી એ તમારી કેલવણી અને ડોસા થયા એવી કેલવણીનાં આપતાઓ !

જ્યારે હું સાત વર્ષ ઉપર અમેરિકામાં જરથોસ્તી ધર્મ ઇત્યાદિ વિષે ભાષણો ગગડાવતો હતો ત્યારે ન્યુયૉર્કમાં એક બાપણુમાં મને મારા હાલનાં મિત્ર પ્રોફેસર એ. વિ. જૅકસન સાથે મુલાકાત થઇ. ત્યાંની કોલંબ્યા કૉલ્લેજમાં અમો વચેની વાતચીત દરમ્યાન મેં પારસી કોમની રજા વિના કોમને નામે તેને અત્રે પધારવાનું આમંત્રણ કીધું. તેનાં મન ઉપર પારસીઓ બાબે જાતી

સારોજ વિચાર સેવક ઉપરથી બેઠો કેમકે ત્યાં પણ જાહેર ભાષણમાં હું જામાપીછોડી સાથેજ દેખાવ દેતો હતો. એજ જામાપીછોડીને તમો સાહેબો ધિક્કારો છો, પરંતુ મેં તો ત્યાં તેથી આબરૂજ મેળવી છે. જ્યારે જાત ગુમાવે છે ત્યારે પરજાત તે પસંદ કરે છે. એ પણ જમાનાની તાસીર શમજવી. ૧૯૦૦માં જૅકસન જ્યારે અત્રે પધાર્યા ત્યારે સદાનાં ડામાડોલ પારસીઓ પોતાનાં ખવાસ મુજબ એકદમ ઉશ્કેરાઇ ગયા અને સઘલે ઠેકાણેથી ધર્મ અને ધર્મકેલવણીનાં પોકારો ઉઠી રહ્યા. હમેશ પ્રમાણે એ બાબતની આગેવાની રાહનુમાએ સભાએ અને સભા તરફથી તેનાં ચાલુ સરનશીન મી૰ ખુરશેદજી રૂસ્તમજી કામાજીએ લીધી. મારે જણાવવું જોઇએ કે એ યા બીજી કોઇ પણ ધર્મસભાનો હું સભાસદ નથી અને તેઓનાં કારોબાર સાથે મને સીધો યા આડકતરો કશો સંબંધ નથી. કામાજી માટે બીજાઓ ગમે તે બોલે પણ મારે માથે એઓનો મોહટો એક આભાર એવો છે કે બાર વર્ષ ઉપર આ પ્લૅટફૉર્મની રોશનીમાં આપ સનમુખ પ્રથમ મને લાવનાર એજ સાહેબ હતા. એટલું છતાં સાચવટ જાલવતાં મને કાંઇક વિરૂદ્ધ બોલવું પડે તો ક્ષમા માંગવાની જરૂરત જોતો નથી. મોહટા મેલાવડાઓ થયા અને ઠેરાવ થયો કે એક કૉન્ફરંસ ઉભી કરી ધર્મ-કેલવણી બાલકોને આપવા અપાવવાનાં ઉપાયો યોજવા. હવે રસાકશી શરૂ થઇ. હરેક મંડળને માથે પ્રમુખનો અંકુશ રહે છે પરંતુ આ કચુબર કૉન્ફરંસ ઉપર મી૰ કામાનો કશોએ દાબ રહી નહિ શકવાથી ગમે તેને ગમે તેમ ગમે ત્યારે બોલવા, કહો કે બકવા, દીધાથી મામલો બહુ જોશ ઉપર ચઢયો. કવિ ફરિોઝ કહે છે તેમ "રણે લીધો શું રંગ, શું યુદ્ધનોબી ઢંગ, યોધાઓનાં કૌતક જોઇ થયો અતિ હું દંગ." બાહેર ગામોમાં હું અફસોસ સાથે જોતો હતો કે બેચાર મોબેદોની કિંમત અરધું આને પંતે અંકાય છે પણ એ ફરમાસુ કૉન્ફરંસનાં ભાષણો અને ભાષણકર્તાઓ તેથી પણ સસ્તા થઇ ગયા; એ પણ અર્થશાસ્ત્રની તાસીર ! દરેક બોલનારો અભિમાન પકડી એવોજ ખ્યાલ રાખવા લાગ્યો કે **येनेदं पारसीनां संसारस्य चक्रं भ्रमति स मम प्रभावोऽस्ति।** પારસીઓનાં સંસારનું ચક્ર જે ફરે છે તે મારા જોરથી છે; તે અજ્ઞાનને એવો ખ્યાલતો આવ્યોજ નહિ કે **येन पारसीनां संसारस्येदं चक्रं भ्राम्यति स ईश्वरस्य कर्मणश्च प्रतापोऽस्ति।** પારસીઓનાં સંસારનુ ચક્ર જે ઘુમે છે તે ઇશ્વરનાં તથાં કર્મનાં પ્રતાપથી છે. સ્કૉચ લોકો કહે છે કે "Would to God the gift He give us to see ourselves as others see us." "પરવર એવી આપણને બક્ષીસ કરો કે બીજાઓ જેમ આપણને જુએ છે તેમ આપણે પોતાને જોઇએ." અરેરે ! એ સાહેબોને કેમ ન એવો વિચાર આવ્યો કે અમારાં આવાં બોલવાથી લડડતી કોમને ધક્કો પોંહચશે, આવા ભાંગડાઓ વટાવાથી પરકોમમાં હસી થશે ! નામવર પારસી છાપો લ્યાં ત્યાં ભારી રૂઠયો અને ગોયા પડતા પારસીઓને ઝમીનદોસ્ત કરવા ખુદ કુદરત પણ રૂઠી હોય તેમ આવા બારીક સમયમાં કહેવાતા સુધારાવાલાઓને એક હાથ દૂર રાખનાર, કહેવાતા રાહનુમાઇ કરનારાઓને વાજબી તોબાહ પોકરાવનાર, જરથોસ્તીઓનો પ્લૅટફૉર્મ ગજાવનાર એકલો નરે શેર પેહેલવાન સમાન ઠાંબલો ધસી પડયો. બુઝોર્ગ મનસુખ ગુજરી ગયો. સામી પક્ષને આથી ફાવીતું પાયું મગર તેમ સમજી લાંબાં પગલાં ભરતાં તેઓએ પોતાની આબરૂ ગુમાવી અને કોમની બરબાદી વધારી. તેઓમાં ખોટી આશા સ્ફુરી કે હવે અમે કોમને નાક ધરી ચલાવીશું. આશા એવી છે કે:—

**जीर्यन्ति जीर्यतः केशा दन्ता जीर्यन्ति जीर्यतः ।**
**जीवनाशा धनाशा च जीर्यतोऽपि न जीर्यति ॥**

"બુઢાઓનાં બાલ, દાંત જતા રહે છે પણ જીવવાની અને ધનની આશા જતી નથી." ખરૂં છે કે:-

अंगं गलितं पलितं मुंडं दशनविहीनं जातं तुंडम्
वृद्धो याति गृहीत्वा दंडं तदपि न मुंचत्याशापिंडम्
भज गोविंदं गोविंदं गोविंदं भज मूढमते ॥

" અંગ ગલે છે, બાલ સફેદ થાય છે, માથું મુંડાય છે, દાંત જાય છે, શરીર વાંકું થાય છે ઘડપણમાં લાકડી ઝાલી ચાલે છે તોપણ આશાનો લાડુ છોડતો નથી. ગોવિંદને ભજ ગોવિંદને રે મૂઢમતિ ! ગોવિંદને ભજ".

આ વેલા જે થવું હતું, ટોલાંનાં હિતાર્થે જે બનવું અવશ્ય હતું તે બન્યું નહિ અને એક હુજત કે મમત ખાતર શુભ કાર્ય ભાંગી પડવું. એ ટાંકણે મી૦ ખુરશેદજી કામાએ બાજુ રહી જવું હતું કે જેથી રાહનુમાએ સભા બાબતના ખોટા પોકારો શાંત થઇ જતે. જો તેમ થતે તો આજે એ વિષે આપણને રડવું પડતે નહિ. દિલગીરીની વાત છે કે આટલાં વર્ષોની છકકડ અને ખ્વારી છતે એ મંડળીનાં અગ્રેસરોની ગરૂરી અને તુમાખ ગયો નહિ.

सर्वस्य जायते मानः स्वहिताच्च प्रमाद्यति ।
वृद्धो भजति चापथ्यं नरो येन विनश्यति ॥

"દરેકને અહંકાર થાય છે અને આપકલ્યાણથી ભૂલે છે; ઘડપણમાં ન ખપતી વસ્તુ ગ્રહણ કરે છે જેથી માનસ નાશ પામે છે."

ખયર, થવાનું તે થયું. તેથી અય જવાનો, શું આપણને લાઝમ છે કે હાથ જોડી બેસી રેહવું, શું નિરાશ થવું ? નહિ, હઝાર વાર નહિજ.

वनेऽपि सिंहा मृगमांसभक्ष्या
बुभुक्षिता नैव तृणं चरन्ति ।
एवं कुलीना व्यसनाभिभूता
न नीतिमार्गं परिलंघयन्ति ॥

"વનમાં પણ પશુનું માંસ ભક્ષ કરનારા સિંહો ભુખ્યા છતાં કદિએ ઘાસ ખાતા નથી; તેવીજ રીતે કુલવાનો વિપત્તિમાં પણ નીતિનો રસ્તો છોડતા નથી."

હિંમત ધરી ઐકયતાથી આગલ વધવાનો વેલ હાથ આવ્યો છે તો એક જોર કરી બદીઓ તોડવા ધસો. એક પારસી મંડળી બનાવવા સારૂ આવો હિંગામ ફરી સાંપડનાર નથી. "સદા દૌર દૌરા દિખાતા નહીં, ગયા વકત ફિર હાથ આતા નહીં." ત્યારે જાગો અય જવાન એહેનો અને ભાઇઓ, અને નાશ પામની એકવારની ભારી પ્રતિષ્ઠાવાલી જરથોસ્તી આલમને બચાવા બાહેર પડો. સાહેબોને બુઝો-ર્ગોનાં વિચારો રૂચતા નથી તો તેઓને પડતા મેલો. એ કામ તમેજ કરો. મારી નઝર એ સારૂ દૂરથી બે જન ઉપર વિશેષ છે અને તેઓ એરવદ જીવનજી જ. મોદી તથા મિ૦ જેહાંગીર બ. પિટિટ છે. એક પારસી મંડલી જે, કાનુનો ઉપર બંધાયલી હોય તેની આજે જરૂરત છે; એવી

મંડળીએ ધર્મકેલવણીનાં કાર્ય જોડે ટોલાંને ફાયદેમંદ દરેક વાત ઉપાડી લઇ તેનો નિવેડો સંપથી કાયદાપૂર્વક લાવવો ઘટે છે; પણ સંભાલજો બેરાદરો, ગાજો તેવા વર્ષજો.

આજ કાલ પારસી કુમારીકાઓની શાદીની તકરાર ઉઠી છે. આગલ જ્યારે ખરી રીતે છોડીને સામું પટલું આપવામાં આવતું હતું ત્યારે હાલ છોડાઓ સસરા જોડેથી રીતની બારી ભિક્ષા માંગે છે. એ બુરા રેવાઝને પાણી પાઇ ઉછેરનાર ખુદ છોકરીનાંજ માબાપ છે. કાં નહિ એવા નફટ જમાઇઓને મજલિસમાંજ હડધુત કરવામાં આવતા ? જો એવા થોડાક દાખલા બને તો બેશક ઠીક અસર થાય. બીજી તરફથી છોકરાઓ કહે છે કે "અમે શું કરીએ; છોકરીઓનાં ફેશનેબલ પોશાકોનાં ખર્ચોનાં નિભાવ કયાંથી કરીએ ? શું લગનની નામદારી મેળવતાં નાદારી લઇએ કે ?". ખરૂં છે પણ છોડીઓને ઇટરાટભરી ટચાક કેળવણી આપનાર મરદોજ છે કે નહિ ? આગલા થોડા ખર્ચમાં ચાલતાં સુખી પારસી ઘરની બરાબરી તમોથી થશે ? કેળવણી પામી ખર્ચ બચાવી કસરથી સંસાર ચલાવી ધણીને સુખી કરવાને બદલે તમો તો અય જવાન બાઇઓ, તમારા મરડાટથી મરદોને આજે ખ્વારીનાં ખાડામાં નાખો છો. ભલે ઘરમાં પ્યાનો વગાડો પણ સિફતથી ટુંક કમાઇમાં થોડાંજ ધીએ પેણો વાપરતાં તો શીખો. આવું છે ત્યારે પેલી "લગ્ન મંડળી" કયા ખુણામાં ઊંઘે છે તે કહેશો ? ખાલી બુમાટા મારી નવાં મંડળો પારસીઓ ઝટપટ ઉભાં કરે છે પરંતુ તેમાંનું એક તો લાંબા દિવસ ફતેહથી જુએ ! દોઆ માંગો બેહેનો કે સુરતનાં દેશાઇઓમાં છોકરાની મા સુવાવડની રીત માંગે છે તેવું પારસી માતાઓ હજી શીખી નથી ! તેઓમાં છોકરાની મા મોંઢે ચઢી માંગે છે કે "મેં તુંને પરણવા પુત્ર જણ્યો તે આટલા રૂપ્યા આપ" ! !

વળી કોઇ અકલમંદે હાલ એવો ભમરડો ઘુમાવ્યો છે કે નવાં આતશબેહેરામનાં ભાપણનાં દિવાનખાનામાં ગેસની રોશની દાખલ કરવી. એ પણ ઠીક છે ! જુઓ બંધુઓ, જ્યારે આતશબેહેરામને ખર્ચે પેલા સુફિયાની લીલા થાંબલાઓને બાહેર ગૅસપાઇપ જોડવામાં આવી ત્યારે પણ મેં પ્રથમ આવાઝ ઉઠાવ્યો હતો કે જે પવિત્ર શકિત (આતશ) ને આપણે શ્રેષ્ઠ માન આપી કેબલા દાખલ પૂજતા આવ્યા છીએ તેને લગતાં મકાનનાં કોઇ પણ ભાગમાં ગૅસ, યાને તેલ સિવાની પારકી રોશની કદિએ મકાનનાં ફંડને ખર્ચે પ્રવેશ કરવી નહિ, કારણ કે, તેથી જોતેજોત મેલવવાની બુલંદ ફિલસૂફીને ધોકો પુગવાનો સંભવ રહે છે. જ્યારે મરહુમ જીન્નત ગુજીન દસ્તુરજી જામાસ્પજીએ આતશબેહેરામ સારૂ આતશો એકઠા કરવાનું કામ આરંભ્યુ ત્યારે વિજલીનો અગ્નિ દૈવયોગે વેલાસર મલ્યો નહિ. આથી સેવક (જે તે વેલા તુરતનોજ અમેરિકાથી પાછો ફરેલો હતો તે) ને કેટલીક તરફની ભલામણોને અનુસરી તેવો અગ્નિ યંત્રથી પ્રગટ કરાવવાનુ આમંત્રણ થયું. એ માટે ઇંજેલી કાચની ઠાલીમાં વિજલીક બલે આતશ ઉત્પન્ન કરવા મેં ઘટીત બંદોબસ્ત કર્યો મગર તે કામ આપા બાગમાં સેવટ પામે તેટલાં એજ કારોબાર મંડળીનાં અથોરનાનોમાંનાં કેટલાકોએ દસ્તુરજીને જણાવ્યું કે એમ કરે ધર્મની બારીકી સચવાશે નહિ કારણ કે આખેર એ આતશ હસ્તકૃત કહેવાશે. આથી છેલ્લે દિવસે દસ્તુરજીએ બહુ આનાકાની સાથે કામ બંધ કરાવ્યું અને મારો ખર્ચ પાણીમાં ગયો. ચિંતા નહિ. સારાંશ પાછળથી કુદરતી અગ્નિ મળી ગયો અને જંજાળ પતી ગઇ. જેઓએ આવી દિલસોઝ બારીકી બતાવી આ કાર્ય અટકાવ્યું હતું તેઓ પોતાનાં પાક મકાનમાં જો હવે ગૅસ દાખલ કરાવે તો હું કહીશ કે ધર્મને નાશ કરવાનું એક મોતેબર પગલું તેઓ ભરશે. એમજ કરવું હોય તો વિના દામે હું વિજલીની રોશનીનું ઍન્જીનજ ઉભું કરી આપું ! પછી કાંઇ ભવિષ્યનો વિચાર ? ઓ સદાના પશ્ચિમ બુદ્ધિવાળાઓ, એમજ એકેક રીતી નવી પ્રવેશ કરાવી ટોળાંનું સેવટ લાવવા બેઠા છો, કેમ ? એકેક નાહની છુટનાં પાછલાં ભયંકર પરિણામો હજી તમારી ઝાંખી આંખો જોઇ શકતી નથી ? એકેક નજીવા જણાતી બાબતમાંથી કોમને કૂતરા પેઠે રખડતી થયલી અને કીડા પેઠે

સબડી ખવાઇ જતી તમે જોઇ નથી ? એ દૂરઅંદેશમાં ખપતાઓ, આમાંથી એમ પણ થાય ખરૂં કે સુખડ મોંઘું પડવે ખુદ કેબલામાં પણ ગૅસની નળી ઘુસે ? એકાદ દિન એવો પણ આવે ખરો કે કેલવણી લઇ અથોરનાનોએ મોબેદીમાંથી નીકળી જઇ કાળું કરવાથી, હું ભૂલ્યો, કાળી પાઘડી બાંધવાથી, જ્યારે ખુબવાળો મોબેદ મળે નહિ ત્યારે ગાયનનાં સૂર સાથે સવારે કેબલા સનમુખ કોઇ મારા જેવો બેહદીનજ ભૈરવમાં "હરદમ લે તું હરકો નામ" ગાય યા બપોરે "ભૂકેકો રોટી ખિલાદે કનઇયાં, પ્યાસેકો પાની પિલાદે કનઇયાં" એમ પિલુમાં બજી બોય દે ? તે કરતાં સર્વે મોબેદોને રજા આપી ફોનોગ્રાફથીજ બોય દેવાય તે આજનાં સાહેબોને અને તેઓની તારીફલાયક રૂઢીને બહુ રૂચતું થઇ પડશે ! ! !

આવી બદીનું અને ઢીલાપણાનું મૂલ શોધો તો અથોરનાનોને મળતી ખામીભરી કહો કે ન જેવી કેળવણી છે અને તેનો દોષ બેહેદીનોનેજ માથે છે. જ્યારે બેહદીન છાપો બીજા બેહદીનો જોડે અવિચારે એ ઉત્તમ વર્ણને "ખાંધ્યા," "ભૂખરી" અને "જોગટા"ના એલકાબ આપે અને શેઠ સાહેબો બાર આનામાં ચોથે આસમાને ચઢવાની ક્રિયાઓ કરાવવા માંગે ત્યારે બાપડા અથોરનાનોનો શો કસૂર ? અલબત્તહ, એમાં મોબેદોનીએ જાતી બેદરકારી છે કેમકે તેઓ ધર્મ-ફિલસૂફીનું તત્ત્વ શમજવાની લાયકાત ધરાવાની કોશેશ કરતા નથી.

નવસારીનાં માનવંત દસ્તુરજી દારાબ માહયાર અત્રે પધાર્યા એ મુબારક થયું, પણ કાં નહિ તે સાહેબે પોતાનો અતિ પવિત્ર આલા દરજ્જો જાળવી લોકોને ઘરે જઇ શાલો ઓઢવાનું બંધ કીધું ? શું રોમના પૂજ્ય પોપ એમ કામલીઓ ઓઢવા પૈસાદારોને બારણે ધકેલા ખાય છે ? કદિજ નહિ. ખુદ પૈસાદાર કહેવાતાઓની ફર્જ હતી કે એ નામવરને મળવા જાય અને દર્શનનો નેક લાહવો લઇ ગુપ્ત રીતે ભેટો નઝર કરે. એ કારણે બહુ જરૂરનું છે કે આપણાં દસ્તુરોની મોતેબરી જાલવવા એક ખાસ ફંડ થવું જોઇએ જેથી દુન્યાવી લાલચોથી દૂર રહેવે એવા મોભાદાર સાહેબો અંતઃકરણપૂર્વક પોતાનું સાચું મત હર વાતમાં ઓચરી શકે. આપણે જ્યારે આપણાં ઉત્તમ રેવાઝોને માન આપતા નથી ત્યારે એક અંગ્રેજનો દાખલો આપને આપું. સને ૧૯૦૦ની મૅટ્રિકયુલેશનની પરીક્ષામાં એક જરથોસ્તી છોકડો માંડવામાં મુંબઇમાં ઉઘાડે માથે બેઠો હતો તે રેજીસ્ટ્રાર ડૉ. મૅકડૉનલ્ડનાં દીઠામાં આવ્યું. તુરત તે બોલ્યો "Who are you" ? "Parsee". "Then put on your cap." શાબાશ અય અંગ્રેજ, તારા જેવા પ્રમાણીક તડફડો જો અમારા પારસી અમલદારો હોય તો કોમનું કલ્યાણજ થાય. આવા દાખલાથી અય પારસીઓ તમો શર્મનાં માર્યા આંખ નીચી કરો. બેફાયદા તકરારો વિષે સર્વદા મારી જીભ તેઓને વખોડવા ચાલુ રહી છે. પેલી રોજ માહની હંબગ તકરાર પેઠે હાલ મુકતાત ૧૦ કે ૧૮ દિન માંડવા રવા છે તે ઉપર જુંબેસ ચાલી છે. ઓ ફુરસદીઆઓ, બહુબોલાં ભાષણો થઇ ગયાં, બરાડાઓ મારી ૪૫ વર્ષ ઝેહેમત ઉઠાવી નામવર મનસુખ ગુઝરી ગયો અને હજી એજ રવેશે તમો ખાલી હુંક ઉડારીનેજ મોજ મેલવશો ? હવે વેલ ત છે આવ્યો કે જ્યારે પીંજન છોડી દઇ કશું સંગીન અને સાચું "પ્રેકિટકલ" યાને વેહવારૂ થવું જોઇએ. સદાનાં એવા રોદડા સાસુવહુનાં ઘણાં સાંભળ્યા; કશો નીકાલ કાઢશો ? આપણી સોડે જ્યારે પૂરાં જ્ઞાનની કેતાબોની ગયરહાજરીમાં હરેક ધાર્મિક વાતનું તોલ કરવાનાં સાધન નથી ત્યારે એવી બચેબાલા તકરારોમાં સાર શો ? એથી આપણું શું ભલું થશે ? ઉલટું એવી ખોટી તકરારોથી જે થોડું પણ યેકીન રહ્યું છે તે પૂરૂંજ રખડી જશે. જો રોજ પણ કોઇ મુકતાત કરે તો તેમાં ખોટું શું છે ? એમાં શું નુકશાન છે ! હા ! પોલી, પંડોરી, કેલવાઇ, આકિદ ઇત્યાદિ મિષ્ટાનો કરી મુઆંને માથે પાડ ચડાવી જીવતાંનાં નજીસ હોજરાં

ધાનશાકથી ભરવાની હું સખ્ત વિરૂદ્ધ છું, પણ ફુલોથી મકાનને સુગંધી બનાવી એબાદત કરવા સાંમે કોણ સુખન ઓચરી શકશે? છટ છટ, એ ૧૦ દીન કે ૧૮ દિનની તકરારનો ઉત્તર કૌતક—સંગ્રહમાં વર્ષો ઉપર છપાઇ ગયો છે:—

" નિત નિત મર્યો એલાવકે ઐાર હોઇઓ રોજ રોજ બાજ, નહીં મર્યો રાંડકે ઉનાવકે કે નહીં બાજ કે કાજ."

હવે આ ભાષણની સેવટની બાબત ઉપર હું આવું છું. જો કોઇ પણ બાબત કોમનું અને તેનાં અગ્રેસરોનું ધ્યાન ખેંચવા લાયક હોય, જો કોઇ પણ વાત કોમને પરકોમ વચે નીચું જોવાડી ખરાબ લગાડતી હોય, જો કોઇ પણ હકીકત એક વેલા શેહેનશાહત ભોગવી ગયલા જરથોસ્તી ફિરકાની કીર્તિને ઝાંખ લગાડતી હોય તો તે અચુક રીતે આપણા વચે ફેલાયલી ભારી લાચારી છે. મિ. જેહાંગીર બેહેરામજી મર્ઝબાન વર્ષો થયાં પોતાના વર્તમાનપત્રમાં ગરીબ પારસી કુટુંબોની પડતી માટે જોશભર લખાણો કરી જાતભાઇઓનાં મનમાં દયા લાવવા તથા તે લાચારી ટાળવાનાં મજબુત ઉપાયો યોજવા તેઓને ઉશકેરવા પ્રયત્ન કરે છે, પરંતુ, જયારે ટોળાંનો એક લાયક ભાગ તે વિષે ખાતરીપૂર્વક હોઇ મિ. મર્ઝબાનને ધન્યવાદ આપી મદદ કરે છે, ત્યારે, બીજો પરવારતો ભાગ તેઓનાં કામને વિરૂદ્ધતા આપી તોડી પાડવાની કોશેશ કરે છે એટલુંજ નહિ પણ, છડેચોક એવી પણ બુમ ઉડારે છે કે એ ભાઇસાહેબ લોકોના પૈસાનો ગયરઉપયોગ કરે છે! આવું શર્મભર્યું બોલવું કોઇ જેવાતેવાને તો નિરાશ કરે પણ, સાચને આંચ નથી અને લોકોની શુદ્ધ એ બાબે મોડેથી ઉંઘડવા લાગી છે. જયારે કોમમાં સેંકડો કુમારી છોકરીઓને પોતાનું ગુજરાન કરવાનાં સાધન નથી, જયારે કેટલીકોને પોતાનું ખીલતું જોબન ઢાંકવાને પૂરતાં વસ્ત્ર નથી, અરે, જયારે કેટલીક પારસી માદીકરીઓ ફાટીટુટી એકજ સાડીથી કામ ચલાવે છે અને એક બાહેર જાય ત્યારે બીજીને ફરજીઆત ઘરમાં સંતાવું પડે છે ત્યારે, અફસોસ હઝાર અફસોસ સાથે મિ. નવરોઝજી વાહડયાની કરોડ રૂપ્યાના કહેવાતી દુન્યાવર્ણની સખાવત તરફ જોવું પડે છે. કૅથોલિક ચૅરિટી! કૅથોલિક ચૅરિટી તો એક નામવર પેહેલા બૅરોનેટ સર જમશેદ કરી ગયા. શું એન્ડ્રુ કાર્નેગી તમને સખાવતનો ધડે નથી શીખવતો? એક કાર્નેગી તમારી કુલ પારસી કોમને ગુલામગીરીમાં પૈસાથી ખરીદી શકે, એટલું છતાં તે અને તેવા બીજાઓ પણ એવી વિચિત્ર કૅથોલિક ચૅરિટી કરતા નથી. તમોને પારકી કોમનો પૈસો તમારાં ધર્મખાતાંઓ માટે ખપતો નથી ત્યારે તમોને શી જરૂરત છે કે જાત છોડી પરજાતનું કલ્યાણ શોધવા ધસો છો? મિ. વહાડયા જણાવે છે કે પારસીઓએ તેઓને અપમાન કીધેલું હોવાથી તેઓ બસ તમામ પુંજી દુન્યાનેજ આપી દેશે. બરહક છે; સૌને આપવિચાર મુબારક છે, પણ જો કેટલાકોએ એ શેઠને સતાવ્યા હોય તો તેનાં કપટમાં સારી કોમને સઝા કરવી એ ગોયા મોગલની કસુર માટે મંગલદાસને પકડવો યા સાસુના ટંટા માટે જમાઇએ પોતાની ગરદન કાપવા બરાબર છે. દારે ફનામેં બસ રહી બૂએ નેકોંહી ફક્ત, બુલબુલ હુઆ પરવાઝ પર પર યહાં રહે ગયા. કરોડપતિ.! શું આપ સાહેબો કે સેવક કરોડનાં પતિ નથી? જેની કરોડ ગરીબીના ભારથી એકવાર ઝુંકેલી નહિ તે કદિ પણ લાચારીની કદર બુજશે નહિ. એવી ઉલગઅરડી સખાવત કરતાં ભિક્ષા બેહતર છે. નામે પલીદ બગલ ગયા લેકર અગર મુરીદ, આદમકી ગો પલટાકે શાન હયવાન બના ગયા. હજી

પણ પારસી ગૃહસ્થોની ફર્ઝ છે કે એ શેઠ સનમુખ એક ડેપ્યુટેશનનાં આકારમાં જઇ એઓને કોમની લાચારી બાબે પૂરતા વાકેફ કરી ટોલાંનાં ભલાંમાંથી રદ જતા એ કરોડ રૂપ્યા બચાવવા. મોહતા પાસે જઇ તેને નમવામાં શર્મ નથી. પૃથ્વીમાં મનુષ્ય પરમેશ્વરના અવતારનું ઉત્તમરૂપ છે માટે કર્મસંયોગે દ્રવ્ય યા મરતબાનું ધન જે ધણી મેળવી જનમ્યો હોય તેની આગળ જઇ નમસ્કાર બજાવવામાં કશુંએ ખોટું હું ધારતો નથી. હરેક જન ભૂલને પાત્ર છે અને મહાત્મા લેખાતાઓ પણ અનેકવાર આ સંસાર સાગરમાં થાપ ખાઇ ડુબી ગયા છે તો શેઠ નવરોઝજી જેવા કલાબાઝ વેપારી ગૃહસ્થ, સાંમે રજુ થતી હકીકતનું વાજબ તોલ કરી પોતાની કોમ માટે કાંઇક ઘટતું કરશે એવી આશા છે. એક સાહેબે એક ભૂલ કીધી હોય યા એક ચોકસ ગણત્રી પોતે ખરી ધારી કીધી હોય તો તેના વિચારને માન આપી સામાએ તેની તે ભૂલ સુધરાવવાનો યત્ન કરવો જોઇએ અને નહિ કે મોંઢે આવ્યું બોલી દઇ યા કલમની ટીચકીએ પોંહોચ્યું લખી દઇ તેવાની ચાલુ હેકડી કરી તેને આખી કોમ ઉપર ચીડાવી મારવો. તેજ રવેશે જેણે ઉત્તમ જન્મ લીધો છે તેને પણ લાઝમ છે કે તે જન્મને સફલ કરવાનાં માર્ગો સાંધવા.

प्राप्य चाप्युत्तमं जन्म लब्ध्वा चेन्द्रियसौष्ठवम् ।
न वेत्त्यात्महितं यस्तु स भवेदात्मघातकः ॥

"ઉત્તમ જન્મ મેળવીને ખૂબસૂરત અંગ ધારણ કરીને જે પોતાનું ભલું જાણતો નથી તે પોતાનો નાશ કરનાર બને છે".

મોડું થયું નથી તેટલાં જો આવી રીત અખ્ત્યાર કરવામાં આવે તો સંભવ છે કે એ શેઠ તેથી પોતાનું મન ફેરવે. ખરી સખાવત કરનાર માટે શું છે? આસાં હુઇ ઝમાનેસે રાહે સૂએ અદમ, યક દમસે દૌલત ડાલકર જર જાનસે ગયા. સાચી સખાવત કરનારની પીઠે સદા બુમ પડે છે કે કહો કોઇ જેહાનસે દાતા કહાં ગયા. એવું હજી પણ મિ. વહાડયાને સુઝે કે તેઓની નેક યાદમાં ટોલો મશગુલ થાય.

અત્રે મારૂં ભાષણ સમાપ્ત થાય છે. આજના ભાષણની સર્વે ગોઠવણ લાયકીવાળા એરાદર દીનશાહ મેહેરવાને તમામ ખર્ચ ઉપાડી લઇ કીધી છે. એ માટે એ મિત્રનો અતિ ઉપકાર માનું છું. બીજું આપને એ જણાવવા ઇચ્છું છું કે આજની આ સાંજ મારી કુમારી જીંદગીની છેલ્લી છે અને કાલે શરૂ થતી મારી ત્રીશમી વર્ષગાંઠનાં દિવસે લગ્નગાંઠથી જોડાઇ પરણેલી નવી જીંદગી ચાલુ કરીશ. મારી પૂર ઉમીદ અને મનની મુરાદ એજ છે કે વર્ષો થયાં જેમ સ્વતંત્ર અને અપક્ષપાત રીતે આપની સેવામાં હું ઉભો રહેતો આવ્યો છું તેમ મને પરણનાર બાઇને પણ ઘટીત તાલીમ આપી આપ સનમુખ ચંદ રોજમાં આજ પ્લૅટફૉર્મ ઉપર ઉભી કરૂં. વળી જ્યારે બીજાઓ ખોટા ખર્ચ કરી લગ્ન વેળા ખાડામાં તણાઇ મરે છે ત્યારે મેં મારી જાહેર કારકીર્દીને અનુસરીને આજે વિદ્યાભોજન રજુ કર્યું છે ને જમી મનમાં ઉતારી તેનો લાભ મેળવો એ મારી અંતઃકરણી દોઆ છે!

જરથોસ્તી ટોળાંનો જય થાવો!!!

# "પરમેશ્વરનું પંપાલન યાને બંદગી કે બડબડાટ."

વાહલાં બેહેનો અને ભાઇઓ,

ફરી બે માસમાં મિત્ર દીનશાહ મેહેરવાન ઇરાનીની કૃપાભરી ગોઠવણથી આપણે મલવાને શક્તિવાન થયાં છીએ. કહે છે કે એક જનની હરબાર તારીફ કરવાથી તે ખરાબ થાય છે, પરંતુ હું માનુંછું કે લાયકની પ્રેમભરી, લાયક પ્રસંસા કરવાથી તેને ઔર વધુ ભલાઇ કરવાને ઉત્તેજન મલેછે.

घृष्टंघृष्टं पुनरपि पुनश्चन्दनं चारु गंधम्
छिन्नं छिन्नं पुनरपि पुनः स्वादुचैवेक्षुदंडम् ।
दग्धं दग्धं पुनरपि पुनः कांचनं कांतवर्णम्
न प्राणांते प्रकृतिविकृतिर्जायते ह्युत्तमानाम्॥

"સુખડને વારંવાર ઘસવા છતાં તે સુગંધીજ રહે છે, શેરડીને ફરી ફરી છોલતાં પણ તે સ્વાદિષ્ટજ રહે છે, સોનાને વારંવાર બાલવાથી પણ તે ઉત્તમ થતુંજ જાય છે, ઉત્તમ જનોની પ્રકૃતિ પ્રાણનાં છેડા સુધી પણ બિગડતી નથી."

ભક્તિ એક યા બીજા આકારમાં સર્વે કરે છે. ગમે એવી જંગલી પ્રજા પણ કોઇ તરેહ પોતાની ભક્તિ કરવાની ધરાવે છે. મનુષ્ય તો શું પરંતુ જાનવરો ઘણી વેલા બંદગી કરવા જેવી ઢબ અખ્ત્યાર કરતાં જણાયાં છે. એ ભક્તિ શું છે? બંદગી કોણની છે? બંદા કોણના છે? પારસી કહેશે મઝદાની બંદગી છે; મુસલમાન અલ્લાહની બતાવશે; ખ્રિસ્તી ગૉડની જણાવશે, હિંદુ પરમેશ્વરની બોલશે. સર્વે તે નામવાલાના બંદા ગણાશે. એ નામ ધરાવનાર કોણ છે? શું તે હ્યાં છે, ત્યાં નથી? તે કયાં છે? શું તેને આકાર છે? આ બાબતનું ઉંડાણ મહા ભારી છે. એક મુસલમાન ફકીર મારે ત્યાં ભિક્ષા માંગવા એક વાર આવ્યો. તે બોલ્યો, "માઇ, એક પએસા દે, અલ્લાહ ભલા કરેગા." મારાં મમાઇએ ઉત્તર આપ્યો, "જા મુઆ, તારા અલ્લાહને મારા ખુદા ઉપરથી સાત વાર ઓવારૂ"! આ કેવી અજ્ઞાનતા! મુસલમાનો પારસીને આતશપરસ્ત ગણે છે. તેમ જો હોય તો ખુદ મુસલમાનો કાબાપરસ્ત, હિંદુ બુતપરસ્ત અને ખ્રિસ્તી ઇસાપરસ્ત કહેવાય, જે ખરૂં નથી. પારસી કે હિંદુ પાણી કે સૂર્યને નમે છે પણ તેઓ ઑબપરસ્ત કે આફતાબપરસ્ત નથી. અમર નામ ફિરદોસી સાચું લખી ગયો છે કે "મગુઈ કેહ્ આતિશપરસ્તંદ બુદંદ, પરસ્તંદેહે પાક યઝદાં બુદંદ" "ના કહો કે તેઓ આતશ-પૂજનારા હતા, તેઓ પાક યઝદાંના પૂજનારા હતા."

આજ કાલ (Anthropomorphic God) એન્થ્રોપોમૉર્ફિક ગૉડ યાને મોટાં જોડાને ચાંદલા કરવાનો મનુષ્યરૂપી દેવતા પૂજાય છે. યુરોપ અને અમેરિકાના દ્રવ્યવાન મુલ્કોમાં એક બીજો બલવાન દેવ પૂજાય છે અને તે (Dollaromorphic God) ડૉલેરોમૉર્ફિક ગૉડ યાને ડૉલરનાં આકારમાં ઝાહેર થતો ચાંદી સોનાનો ધનપૂજા કરવાનો ચમકતો ચકટો છે. મરહુમ "મનસુખ" હર વેલા બોલતા હતા કે "કર બાશી કુરબાશ યા સગે મુર્દાર બાશ, હરચે બાશી બાશ લીકેન અંદકી ઝરદાર બાશ." ચાહે બેહરો હો યા આંધલો હો યા મુર્દાર કૂત્રો હો, ચાહે તે તું હો પણ સહેજ ધનવાન હો." એ ધનપૂજાએ આજ સાચા ઇશ્વરની બંદગી ભુલાવી નાખી છે.

ખુદાનું નામ કુલ જગતમાં છે એક, સાથી સંસારમાં ભલો નેક એક;
**દીન** એક, ઇમાન એક, સુખન સાફ એક, **શાહ** એક શેહેરમાં વસે ફકત એક.

છતાં ખુદાને એક તરીકે આજે ગણે છે કોણ અને કેટલા? પૃથ્વીમાં ખુદા જેવું કાંઇ **નથી** એમ કહેનારા જ્યારે કેટલાક નીકલે છે ત્યારે ઝાત ઝાતનાં ચેકીન અને આકારવાલા ખુદાને **પૂજવા** બીજા તૈયાર થાય છે. પરમેશ્વર છે કે નહિ તે વાતમાં બે મત હોયજ નહિ કેમકે, સર્વે **અસરનું** જોઇએ કારણ. પવન વિન વંટોલ ન રેતીને રણ, પણ તે કેવો હોવો જોઇએ અને તેની બંદગી કેમ કરવી તે બાબે બે હઝાર જુદાં જુદાં મતો છે. જો તે પિતા મનુષ્યરૂપી હોય તો તેને માનસે નમવું સઝાવાર નથી: જો તે એક ઠેકાણે હોય તો તેનું મકાન જણાયા વિના રહે નહિ; જો તેને આકાર હોય તો પાંચમાંની એક પણ ઇંદ્રી તેને પામી શકે; જો તે પૃથ્વીની બાહેર હોય તો તેનુ અકલ રાજ્ય આ જગત ઉપર ચાલે નહિ; જો તે પૃથ્વીની અંદર હોય તો ગ્રહો અને આકાશી મંડલો તથા શક્તિઓ સાથે તે સંબંધ ધરાવી શકેજ નહિ; જો તે આટલામાંથી એક પણ સ્થિતિમાં હોય તો એકાદ ખાંચો કેડે પણ પડવા વિના ખાલી રહે નહિ. એકજ ફિલસૂફી સઘલી તર્કોનું ખંડન કરી નિવેડો લાવી શકે છે અને તે એજ છે કે, ખુદા એક શક્તિ છે જે તમામ સૃષ્ટીમાં પોતાનો અંશ ભેલી રહેલી છે. સત્યવંત શક્તિ એક જગમાં વસી, મોહબ્બતનાં બંધનથી સઘલે દસી. આહા! જે માનસે લખ્યું છે કે "આદમકુ ખુદા મત કહો આદમ ખુદા નહીં, લેકીન ખુદાકે નૂરસે આદમ જુદા નહીં" તેને પયગમ્બરી દરજ્જો આપવો ઘટે છે. એ બે લીંટી ખુદા બાબે એવો ખુલાસો બતાવે છે કે જે ખુલ્લો શમજાવવા એક ખાસ પુસ્તક રચવું પડે. આટલું તો સિદ્ધ થયું કે ખુદા નઝરે પડતો નથી માટે તેને પૂજવા મનને દોરવવા કોઇ પણ વસ્તુ જે પાંચમાંની એક પણ ઇંદ્રી પામી શકે તેવા કેબલા જોઇએ. એજ કેબલાઓ તે છે કે જેને જાલવવા લાખો રૂપ્યા મંદિરો કે દેવલો બાંધવા પાછલ ખર્ચાય છે, એજ યુનિવર્સલ ગૉડ (Universal God) નાં મહા પવિત્ર કેબલા તરીકે. તેનાં સર્વોત્તમ દૃશ્ય રૂપ તરીકે આતશકદેહો બનાવવામાં આવે છે. એવું છતાં આજે વેલ એવો આવ્યો છે કે ખુદ ખુદાને અર્પણ કરેલાં કેટલાંક દેવલો યુરોપમાં ગીર્વી મુકાયાં છે. રંગ છે!

હવે આ બાબત બાજુ છોડી બંદગીની અસર ઇત્યાદિને લગતી આવાઝવિદ્યાની ખૂબી ઉપર આવ્યે. પૃથ્વીની આસપાસ શુમારે ૪૫ મૈલની ઉંચાઇ સુધી હવાઇ વાતાવરણનું પડ છે. એ વાતાવરણમાં થતી હરેક હિલચાલ જ્યારે મોજા રૂપે કાનનાં પરદાને અડકે છે ત્યારે ભેજાં મારફતે તે આવાઝ તરીકે ઓલખાય છે. એ મોજા દર્યાનાં પાણીના મોજા પેઠે હોય છે એટલે કે જેમ દર્યાનું પાણી અત્રથી તત્ર ચાલીને ઝાતે જતું નથી પરંતુ તેનો આંચકોજ જાય છે તેમ હવાના મોજા પણ એક નાંકેથી બીજે નાંકે આંચકા રૂપેજ પોંહચે છે. બે ખીલા વચે એક તંગ દોરી બાંધી તેને હિલવવાથી જેમ મોજા ઉત્પન્ન થઇ એક નાંકેથી બીજે નાંકે જાય છે, પણ દોરીનાં રજકણો પોતે કાંઇ હલી જતાં નથી તેમ આ વાતમાં શમજવું. હવામાં હિલચાલ ઉપજી થતા દરેક મોજાની ઝડપ દર સેકંડે આશરે ૧૧૦૦ ફીટ છે. એ મોજા આંચકાથી બનેલા હોવાને લીધે જયાં તેઓ અડકાય છે ત્યાં તેઓ પોતાની ગતિ સાંમી વસ્તુને આપે છે. આ કારણે આવાઝ એક **શક્તિરૂપ** ગણાય છે. દરેક ધર્મમાં આવાઝ ક્રીયાઓમાં શામેલ છે. મુસલમાનો બાંગ દે છે, ખ્રિસ્તી દેવલોમાં ઘંટ વગાડવામાં આવે છે, હિંદુ મંદિરોમાં પૂજા વેલા તરેહવાર નાદ કરવામાં આવે છે, ચીનાઓ ફટાકડા ફોડે છે, જરથોસ્તનાં મુરીદો યશ્નમાં હાવનીમ લાલા વગાડે છે, આતશકદેહોમાં બોય દેતાં દરબાર ત્રણ મરતબે ઘંટ ઠોકવામાં આવે છે. આ વાતો ઉપર ખ્યાલ પોહોંચાડો. હાલ યુરોપમાં તોપોનાં ધડાકા કરી તથા હવામાં ઉંચે ડિનેમાઇટનાં કાર્ટ્રિડજ ઉડાવી ફોડી વર્ષાદ લાવવાનાં અખ્તરાઓ ચાલે છે. કુલ જગતમાં પ્રસિદ્ધતા મેળવી ગયલા સંગીતશાસ્ત્રના પૂજ્ય ગુરૂ તાનસેન માટે કહેવાય છે કે,

મેઘ વગાડી વર્ષાદ લાવવાની તથા હિંડોલ વગાડી વસ્તુઓને ગતિ આપવાની અને દીપક રાગથી અગ્નિ પ્રદિપ્ત કરવાની મહા શક્તિઓ તે ધરાવતો હતો. આવી વાતો આજ આપ મેહેરબાનોનાં મુખ ઉપર હાસ્ય ઉપજાવે છે પરંતુ, એવાજ અજ્રરા યુરોપમાં થયલા છે. ફ્લોરંસમાં એક પુલ બંધાતો હતો તે વેલા એક ભિક્ષુક સારંગી (વાયોલિન) વગાડનાર ત્યાં જઇ લાગ્યો. તેનામાં શું વગાડવાનો ગુણ હશે એવું ધારી કેટલાક કામદારોએ તેની ઠઠ્ઠા કરવા માંડી. આથી ક્રોધાયમાન થઇ તેણે એક રાગ વગાડવો શરૂ કીધો. જરાવારમાં પુલનાં બાંધકામે ઝોકા ખાવા માંડયા અને પછી અંદર એવો ઠકરાટ થવા લાગ્યો કે સર્વેએ ગભરાઇ, પુલ ભાંગી જશે એવું ધારી, સારંગીવાલાને કાલાવાલા કરી ક્ષમા માંગી વિદાય કીધો. આવાઝવિદ્યામાં કબૂલાયલું છે કે પુલ ઉપરથા સેંકડો મણ બોજે લાધેલું ગાડું પસાર થાય તેનાં કરતાં ટપક ટપક સરખે પગલે ચાલી જતો કૂત્રો વધુ નુકસાનકારક છે. લશકરી સિપાહોને કવાયદનો ખાસ હુકમ હોય છે કે જયારે પણ કોઇ પુલ ઉપરથી પસાર થવું પડે ત્યારે નિયમિત પગલે જવાને બદલે સર્વેએ કદમ વિખેરી ચાલવું. પારસી લગ્નો વેળા ઉસ્તાદી ઢોલીઓ એક પ્રયોગ બતાવે છે તે સાધારણ રીતે સર્વેના જોવામાં આવ્યો હશે. એ પ્રયોગમાં એક ઢોલ નીચે રાખી તે ઉપર એક સિક્કો મેલી બીજાં ઢોલને બે ટાંગ વચે ઝાલી જોરથી વગાડવામાં આવે છે એટલે નીચેનાં ઢોલનું ચામડું ઉપલાં ઢોલનાં ઉત્તરમાં તેજ માફક હાલી સેહેજવારમાં સિક્કાને ઉછલાવી નાંખે છે. ઘણીકવાર હું એવા ઢોલીઓને નાહનપણમાં બુમ પડાવાનાં વિચારથી સિક્કો મેલતાં નીચે મીણનો લુગડો દાબી લેતો કે બાપડાનાં ભોગ ફરી વલતા. વગાડી બેઆની મેલવતાં એક રૂપ્યાનું ચામડું ફાટી જતું! નિશાલોમાં રસાયણશાસ્ત્રમાં હૈડ્રોજીન ગૅસનાં પ્રકરણમાં કેમિકલ હાર્મોનેકૅાન (Chemical Harmonicon)નો અખ્તરો શીખવવામાં આવે છે. એમાં હૈડ્રોજીન ગૅસને બારીક આંધલાંવાલી નલીને મથાલે સલગાવી તેની લાંબી જોત ઉપર શુમારે પોણા આંગલ વ્યાસની એક બીજી નલી ધીમેથી ઉતારવામાં આવે છે. જયારે ચોકસ નીચાઇએ નલી આવે છે ત્યારે ગૅસની જોત તીવ્ર આવાઝ કરવા લાગે છે. એવી રીતનાં ઘણીક બત્તીઓને બરાબર શાસ્ત્રાનુસાર ગોઠવી હોય તો જુદાં જુદાં સઘલાં સૂરને તેઓ જવાબ આપે છે અને એક રીતે ગોઠવેલી બત્તી પોતાનાં ખાસ સિવા બીજાં સૂરને પડતું નાખે છે. દિલરૂબા કે સિતારનાં તડફનાં તારો પણ એજ પ્રમાણે કામ કરે છે. જયાં સુધી કે ઉપરથી પ્રત્યેક સૂર નીકલતું નથી ત્યાં તુલીક નીચલો તડફ બોલતો નથી. એને "વાઇબ્રેટિવ યુનિસન" (Vibrativo Unison) કહે છે અને એની ખુબી ઉપર કુલ સંગીતશાસ્ત્ર, નાદશાસ્ત્ર તથા ભક્તિનાં મંત્રશાસ્ત્રનો આધાર લટકેલો છે. એવી શોધ થઇ છે કે આવાઝ રંગ ધરાવે છે અને રંગની ઉત્પત્તિ કરી શકે છે યાને આવાઝ જે હવાનાં મોજાંથી કાનને જણાય છે તે રોશનીના મોજા પણ ઉપજાવી શકે છે. આ વાત કેવલ સંભવિત છે કેમકે આજ સુધી પૃથ્વીમાં જણાયલી પાંચ મહાન શક્તિઓમાંની આવાઝ એક છે. એ પાંચ શક્તિઓ, આવાઝ, રોશની, ગર્મી, વિજલી તથા લોહચુંબક છે. આ પાંચે શક્તિઓ જુદી નથી પરંતુ એકજ ગુપ્ત શક્તિના વિભાગો છે અને એકથી બીજી બની શકે છે. દાખલો જુઓ. લોહચુંબક આગલ તારનું ગુંચલું ફેરવ્યાથી વિજલી નીકળે છે. એ વિજલી, રોશની અને ગર્મી તરીકે ઝાહેર થાય છે. વલી ટેલિફોનમાં આવાઝથી વિજ–લોહચુંબક થઇ પાછો આવાઝ થાય છે.

એ મુજબ પાંચે શકિતઓ સંબંધી-શકિતઓ (Co:related Forces) પૂરવાર થઇ છે. ફેર ફકત સર્વેના મોજાઓમાં છે. રોશની અને વિજલી ઘણું કરી સરખી ઝડપે એટલે, રોશની સેકંડે ૧૮૮૦૦૦ મૈલ તથા વિજલી સેકંડે ૨૮૭૦૦૦ મૈલ ચાલે છે પરંતુ, જયારે રોશનીમાં (આવાઝના હવાના મોજા પેઠે) ઇથર (Ether)માં ખાલી આંચકાજ થાય છે ત્યારે વિજલીમાં તેનાં મોજા ખુદ ઇથર તરીકે એક જગેથી બીજે સંચારન કરે છે. આ અનદિઠ ઇથર ઉપર હવે આપણે આવ્યે કેમકે તેની સમજણ લીધા વિના બંદગીની અસર કયાં છે તે ધ્યાનમાં આવનાર નથી. સંસ્કૃત સાહિત્યોમાં ભૂ, અપ, વાયુ,

તેજ, આકાશ એવાં પંચ મહાભૂત ગણ્યા છે. એજ પ્રમાણે પાશ્ચાત્ય સાહિત્યોમાં જડ, પ્રવાહી, હવાઇ, અતિહવાઇ એવાં ચાર રૂપ પદાર્થોનાં લેખ્યાં છે. જડ, પ્રવાહી, હવાઇ એ ત્રણ રૂપ સાધારણ છે અને પૂરતાં પ્રખ્યાત છે જ્યારે, અતિહવાઇ રૂપ આજ સુધી અઘોષ રહયું હતું પણ વિશ વર્ષ થયાં તેની હસ્તી મનાઇ હાલ તે એક સ્વિકારાયલી સ્થિતિ છે. પૃથ્વીમાં હવાનાં પડને છોડી ઉપર જતાં જે હવાઇ હાલત છે તે આ અતિહવાઇ સૂક્ષ્મ રૂપ છે. એ રૂપ સર્વત્ર હાઝર છે અને જગતનો એક પણ ભાગ તેથી ખાલી નથી. જેમ આવાઝનુ ચાલવાનું સાંધન હવા છે તેમ રોશનીનું સાંધન યાને મિડિઅમ (Medium) એ આકાશરૂપ ઇથર છે. એને અલ્ટ્રાગૅસ (Ultragas)નું નામ પણ આપેલું છે. જો એ હતે નહિ તો આકાશમાંથી રોશની આપણને મલતે નહિ કેમકે રોશની યાને તેજ, હવામાં ગુપ્ત રહેલાં ઇથરમાં મોજા કરી ચાલે છે. હવે આપ જાણી શકશો કે મૂલ બાબતથી વેગલા જઇ આ તર્ક શમજાવવાની મારી શી મકસદ હતી. એજ કે આવાઝ નકામો નથી કારણ, હવામાં મોજા જ્યારે આવાઝ રૂપે બાહેર પડે છે ત્યારે તેમાં સમાયલું અંતરાકાશ પણ આંચકા ખાઇ અસરો ઉપજાવે છે. બાઇબલમાં કહ્યું છે કે "God said, 'Let there be Light' aud there was Light". "પરમેશ્વરે કહ્યું, 'રોશની થાવો' અને રોશની થઇ." અવસ્તા પ્રમાણે અહુનવરનો કલામ જગતની ઉત્પત્તિની પેહલાં હતો અને તેમાંથી જગત પયદા થઇ. હિંદુઓ એવીજ પવિત્ર ગાયત્રી માને છે અને આપણા અહુર પેઠે ૐ શબ્દમાંથી સૃષ્ટી નીકલેલી બતાવે છે. નાદશાસ્ત્રનો એક એવો કાનુન છે કે આવાઝ ઉત્પન્ન કરનાર કારણની પાછલ જો "સાઉંડિંગ બૉર્ડ" (Sounding Board) યાને નાદને ધુમાવનાર પાટયું રાખવામાં આવે તો અસલ આવાઝ જોમ પકડે છે અને એવી રીતે ધુમાયલો નાદ બહુજ અસરકારક થાય છે. માનસની ખોપરી એવાં સાઉંડિંગ બૉર્ડની જગા સાચવે છે અને મનુષ્યનો બોલાયલો આવાઝ ખોપરીનાં તરેહવાર આકારથી તથા ગલાંની ફેરવાતી રેંનકથી રૂપ પકડી ભિન્નભિન્ન સૂર નિપજાવે છે. એવું હોવાથીજ મહાભકતો મૌનવ્રત ધારણ કરે છે અને સ્વર ઉચ્ચારણ કરતા નથી. દોઆ તથા શ્રાપ એવીજ ફિલસૂફી પોતામાં સમાવે છે અને એજ ખૂબી ઉપર આખું મંત્રશાસ્ત્ર કિંવા માંથ્રવાણી રચાયલી છે. મંત્રને આપણા પારસી ધર્મમાં આલા દરજ્જો બખ્શેલો છે. અર્દિબહિસ્ત યશ્તમાં કહ્યું છે કે "અષો બએષજો દાતો બએષજો કરેતો બએષજો ઉર્વરો બએષજો માંથ્રો બએષજો બએષજ નામ-બએષજયો તેમો યત માંથ્રેમ સ્પેન્તેમ બએષજયો યો નર્શ અષઓનો હચ ઉરૂથ્વાંન બએષજયાત અએષાઉઅસ્તિ બએષજનામ બએષજયોતેમો." "અષાઇથી સાજું કરનાર, ઇન્સાફથી સાજું કરનાર, શસ્ત્રથી સાજું કરનાર, ઝાડપાલાથી સાજું કરનાર, (તથા) માંથ્રવાણીથી (ભણીને) સાજું કરનાર (એ પ્રમાણે પાંચ ઝાતના વૈદો હોય છે), (પણ) વૈદોમાંનો ઘણોજ તનદરૂસ્તી આપનાર વૈદ્ય ખચીત તે છે કે જે વૃદ્ધિ કરનાર (અથવા પવિત્ર) માંથ્રવાણીથી (ભણીને) સારૂં કરનાર (છે) કે જે, અષો માનસનાં અંદરખાનેથી (તેને) તનદરૂસ્તી આપે છે."

પણ માંથ્રવાણી આજે પૂરી બચી છે કયાં? છે એટલીની કદ્ર છે કયાં? કદ્ર છે તો શમજ છે કયાં? હું ઉપલો ફકરો આજે તપાસવા ગયો તો એક ચોપડીમાં "બએષજો" લખેલું તો બીજીમાં "બેસજો" ગોઠવી દીધેલું! ભાષાનાં આવાં અંધેરમાં માંથ્રવાણી કયાં પુગી વલે? શનિવાર તા. ૨૨મી નોવેમ્બર ૧૯૦૨ને દિને દાદીશેઠનાં આતશબેહેરામમાં થયલાં એક લગ્નની ક્રીયામાં અગત્યનાં ભાગ બજાવનાર તરીકે હું શામેલ હતો. જે મોબેદ છોકરા તરફથી આશીર્વાદ સારવા ઉભો હતો તે ડંમર તો ભારી કશવા જાય પરંતુ બેચારાને ઝંદનું ભાન નહિ તે "બખ્શાયંદેહ બખ્શાયઝગર"ને બદલે "બરકાયં દેહ બરકાય જગર"ની કચુંબર ભાંડતો હતો. વળી સંસ્કૃતની મારામાર એટલે દાઢી પસ્વારતાં **सखेन मनसा**ને ઉલટાવી **स्तं मसा** કરે કે મારૂં હૈડું ગદ્દગદીત થાય અને હાથમાંનુ નાલીએર નીચે ગબડવા ચાહે. સુરતની નજદીકનાં એક ગામમાં હું પાંચ વર્ષ ઉપર ગયો હતો ત્યાં હજી તો હું સરોશ બાજની પાંચ યથા પૂરી કરૂં તેટલાં અગ્યારીના પંથકીજી કુલ દીનનો કલમો તનદરૂસ્તી

સહિત ભણી ગયા. શું તેઓની છટાની તારીફ કરૂં! એમજ રેહવે ચાલે ત્યારે મંત્રની ગુપ્ત અસર બરાબર થાય! એજ આફત બ્રાહ્મણોને માથે પણ લટકી છે. તેઓ માટે પણ એમજ કહેવાય છે કે **मोदकान् स्वादन्ते ब्राह्मणाः।** યાને બ્રાહ્મણોને લાડવા ભાવે છે. આ વાકય સંસ્કૃત પ્રથમ પુસ્તકમાં ઉકમાઇથી દાખલ કરવામાં આવ્યો છે. મને તો તે મુગા માસંડાંના માર જેવું લાગે છે. આવું છતે છડેચોક પુછવામાં આવે છે કે જ્યારે એટલી ઉત્તમ વાતો મંત્રની ખુબી માટે બોલાય છે તો કયાં છે તેવી કોઇ અસર સ્પષ્ટ દેખાતી. જ્યારે સૃષ્ટી એક મંત્રથી ઉત્પન્ન થઇ ત્યારે આજે હઝાર લાખ મંત્ર ભણી એક સપરચંદ તો બનાવી દેખાડો. બરાબર છે; સપરચંદ તો નહિ પરંતુ એકાદ અંકુસ મજલીસમાં ઉભું થાય ખરૂં! એક મહાત્મા ગુરૂને ચેલાઓએ સવાલ કર્યો કે "હે પૂજ્ય પિતા, અસલવારે વેદનાં મંત્રોની ભારી અસરો થતી હતી તેજ મંત્રો આજે ઉચ્ચારવા છતે તેની છુપી અસરો કેમ પ્રગટ થતી નથી"? ગુરૂ બોલ્યાઃ—

**परान्नेनोदरं दग्धं करौ दग्धौ प्रतिग्रहात् ।**
**परस्त्रीभिर्मनो दग्धं कार्यसिद्धिः कथं भवेत् ॥**

"પારકાં અન્નથી પેટને બાલ્યું, પરદાનથી હાથો બાલ્યા; પારકી સ્ત્રીઓથી મનને બાલ્યું તે કાર્યની સિદ્ધિ કેમ થાય"?

સારાંશ કે જ્યાં ધર્મોના ઉપાધ્યાઓમાં બિગાડ દાખલ થયો, જ્યાં બ્રહ્મરૂપી તરીકે ખપતા બ્રાહ્મણો કિંવા અથોરનાનો માંસ કે મદિરાનો ભ્રષ્ટ આહાર કરવા લાગ્યા ત્યાં, મંત્રોની ગુપ્ત અસર દેખાયજ કયાં? અય મોબેદો, આતશ અને અશો બેહમન જે ગોરપંદના પાક પાસબાનો તેઓના તમો પૂજારીઓ અને ઉપાસકો થઇ તમોજ જ્યારે માંસ ભક્ષ કરનારા ઉસ્તાદો બનો, જયારે પારકા (મુસલમાનોની) મઝહબના કલામો પઢાયલાં નજીસ મુર્દાર ગોસ્તની તમો હોંશે હોંશે ચાશની કરી તમારા હોજરાં ભરો, જ્યારે પવિત્ર અવસ્તાનાં મહા ગુહ્ય કલામો તમો આડેલાં ગોસ્ત યા પકાવેલા નસાના ગોલાકાર કવાબો ઉપર ભણી ડપાડપ ઉછાલો ત્યારે, ખરેજ જરથોસ્ત પયગમબરનું ફરમાન તમો પૂરેપૂરૂં બજાવતા ગણાઇ બાહપાયા બેહસ્તમાં પોહોંચવાનો માર્ગ ખુહલો કરો ખરા! વલી ખુરાક બારે તે "પચાવવા" તમોને "ઉંચો દારૂ" તો જોઇએજ! બાજમાં શરાબ મુકાવી તે પાછલથી ઢીંચવા વિના તમારી બુદ્ધિ તેઝ કયાંથી થાય? જે ટોલાંએ બેહેદીનોને સીધે રાહે ઉતારવાનું તેજ ટોલો શરાબ પી ભેજાંને ખરાબ કરે ત્યારે બેહેદીનો બદદીનો બદદાનત થાય તેમાં શક શો? એ બુરી વસ્તુન ઉપયોગથી મનુષ્ય શું નથી કરતો?

**पत्नीयत्यपि मातरं मदवशात् पत्नीं च मात्रीयति**
**श्वभ्रीयत्यपि मंदिरं श्लथशिलं कूपं च गेहीयति ।**
**स्वल्पं वार्युदधीयतीश्वरमपां मोहात्स्थलीयत्यपि**
**मित्रीयत्यपि पार्थिवं किमपरं कुर्यान्न यन्मद्यपः ॥**

"જે મદોન્મત્ત બની માતા સાથે ઓવત આચરે અને માતાને પણ પત્ની માને, પોતાનાં ઘરનો નાશ કરે, ઢીલા પથરાવાલા કૂવા ઉપર પોતાનું ઘર કરે, થોડાં પાણીને સમુદ્ર માને, સમુદ્રને મોહ પામી સ્થલ માને, વલી રાજાને મિત્ર શમજે, તે બીજું શું ન કરે?"

આવી બદી ભરેલી વસ્તુ અથોરનાન ટોલાને કીર્તિની ટોંચ ઉપરથી ગબડાવવાને આજ કાલ મથી રહી છે. ખુદા જાણે કે જરથોસ્તી મઝહબની મહા પવિત્રતા આવી નજીસ રીતે કેમ આલુદા થઇ. થોડોજ વેલ થયો મેં વાંચ્યું કે ઇરાન સરઝમીનમાં જરથોસ્તીઓએ મેહેરંગાનનું જશ્ન કીધું તેમાં પાંચસો બકરાંઓનો ભોગ આપવામાં આવ્યો હતો. તોબાહ, તોબાહ ! આ શું ધર્મક્રીયા કે કાલીનું બલિદાન ? સંતાપજનક વાત તો એ છે કે તેમ કરવું (યાને માંસ મદિરાનો આહાર કરવો તથા પાક ક્રીયાઓમાં તેની બનાવટો શામેલ કરવી એ) આપણાં ધર્મમાં રવા છે એવું અડાવવામાં આવે છે. આ જરથોસ્તી સભામાં કમર કશી હું છાતી ઠોકી કહું છુ કે જો એવું ચંડાલ ફરમાન મહા ગ્નાની જરથોસ્તનાં ધર્મમાં છે એવો કોઇ પુરાવો આપે તો એવા "કહેવાતા ધર્મ" ઉપર ફિટકાર નાખી સુદરોકુસ્તી તાબડતોબ ઉતારી નાંખવાન હું ચુકું નાહે. પણ તેમ **નથીજ**; એ સઘલાં પાછલા વક્તનાં ગાબડાંઓ છે. જે મઝહબનો સ્થાપનાર પૂજ્ય પયગમબર રોટી દુધનો ખાનાર હોય તેજ પોતાના ચેલાઓને એહરેમનની રાહ બતાવનાર પાપી કર્મો કરવા કહે એ કેવલ અશકય છે. મહાત્મા જરથોસ્તનાં ધર્મ જેવો ખાલેશ ધર્મ, તેનાં ફરમાનો જેવાં પવિત્ર ફરમાનો અને તેનાં વચનો સંમાન ઉત્તમ અને ઉંડાં ફિલસૂફીભર્યાં વચનો પૃથ્વીના બાજા કોઇ ધર્મમાંથી મલતાં નથી એ વાત જગત રોશન છે, પરંતુ એ રમઝગો રાહબરનાં હાલનાં ચેલાઓએ અંતરભેદ પૂરો નહિ શમજી તમામ મોતેબરીને ધુલમાં રગડોલી છે. એવું છતાં પુછે છે કે બંદગીની અસર કયાં છે ? એનો જવાબ એજ કે જે ક્રીયાઓમાં શામેલ થવા તમો અહુરમઝદથી શરૂ કરી કુલ અમેશાસ્પંદો અને યઝદોની આરાધના કરી, તમામ અશો રવાનોનું આવાહન કરો ત્યાં તમારાં ગોસ્ત અને દારૂથી ભરપૂર થયલાં શરીર આગલ તેઓને બદલે દોઝખી શક્તિઓ ખેંચાઇ આવ્યા વિના રહેજ નહિ. જરથોસ્તી ક્રીયાઓ બરાબર કરવી સેહલ નથી અને તેમાં જ્યાં આવી પલીદી દાખલ થઇ ત્યાં તો પૂરી બદબખ્તીજ શમજવી.

આજની બંદગી તો જુઓ. જાણે ખુદાને પણ લલચાવાતો હોય તેમ લાંબા લાંબા હાથ કરી બરાડા મારી ધુણતા ભૂલાઆ પડ મુરાદો ચાહવી. શું આ બંદગી કહેવાય ? જે પરવરને સર્વજ્ઞ, સર્વત્ર સર્વવ્યાપક, સર્વશક્તિમાન માનો તેને ગાયા શારાપુરીની લાલચ આપી તમારું ભલું ચાહતાં ઇચ્છો કે "મારા શત્રુઓનો નાશ થાય" ! શું એ બંદગી છે ? શું એવી બંદગીમાં Fatherhood of God and Brotherhood of Man છે ? શું એ અખંડ પ્રેમ દર્શાવે છે, કે જે વિના હસ્તી નથી ? સત્યવંત શક્તિ એક જગમાં વસી, મોહબ્બતના બંધનથી સઘલે ઠસી. આવી બંદગી કેવી મતલબી ? ભલે કાજે પ્લેગ ચાલુ થયો કે જેઓ ગંધાતી બાડાઓ ફુંકતા હતા તેઓને પણ પરમેશ્વર છાતીએ ધાઇ આવ્યો અને હાથમાં તેઓએ અવસ્તા પકડી. કેવી નીચ બંદગી ઠરી ? જે કાયેમાં સર્વદા અંતરપ્રેમનો સમાગમ જોઇએ ત્યાં ગાયા મતલબ જલી અને તેમાં આશાનાં અંકુરોનો પ્રવેશ થયો.

आशाया ये दासास्ते दासाः सर्वलोकस्य ।
आशा येषां दासी तेषां दासयते लोकः ॥

"જેઓ આશાનાં દાસ છે તેઓ સારી જગતના દાસ છે; આશા જેની દાસી છે તેના દાસ સારી પૃથ્વીનાં લોક છે." એજ કારણસર વાજીંત્રાનાં ટીમટામ સાથની કહેવાતી બંદગી નકામી થઇ પડે છે. તેમાં બંદગી લાયક મનની સ્થીરતા નથી; દુન્યાનાં ખંમાણો બહુ શામેલ હોવાથી તેની અસરો બરાબર પ્રગટતી નથી; આશાનાં બી તથા પરમેશ્વરને પંપાલી સંસારી મતલબો કાઢવાની તેમાં નેમો હોવાથી તે હસી ઠઠ્ઠા જેવી થઇ પડે છે. એકાગ્ર ચિત્ત, મનની સ્વચ્છતા, નઝરની શફાઇ તેમાં તદન ગયર-હાઝર છે. એવી બંદગી પેલી મુસલમાનીની યાદ દેવાડે છે કે જેણીનો પુત્ર મરણતુલ્ય બિમાર પડવાથી તેણી તેનાં બિછાણાં પાસે ગુઠણે પડી બોલી "યા અલ્લાહ, મેરા બેટા અચ્છા હોગા તો તેરે પીરકી

પે રેશમી ચંદરવા ઔર શકર ચહડાવુંગી." છોકરાએ નિશ્વાસ નાખી કહ્યું "અમ્માજાન, તેરે પાસ ખાનેકા તો પયસા હય નહીં ઔર ઇત્ના ખર્ચ કહાંસે કરેગી" ? તેનું મોઢું દાબી મા બોલી, "ચુપ ચુપ બેટા, મયઁ ખુદાકુ ફુસલાતી હું" !

મિત્રો, સાચી ભક્તિમાં જે જોઇએ તે શું ? ભાવ, શ્રદ્ધા, યેકીન. આજે તો આતશબેહેરામમાં મોહતે તેહવારે બંદગી કરવા સિધારશે તો પ્રથમ કપડાં અને શૃંગાર એટલો સજશે કે જાણે લગ્ન સાંધવા દોડતાં હોય યા લોકોને કિંવા પરમેશ્વરને આભૂષણથી આંજવા જતાં હોય. ઓ બેહેનો અને ભાઇઓ, અત્તરનાં મઘમઘાટ, ઘરેણાંનાં ઝઘઝઘાટ અને ગોહરોનો ચકચકાટ બંદગીનાં સમય યા પૂજાના સ્થલો માટે નથી. પવિત્ર મનુષ્યનાં આભૂષણો શું છે ?

**हस्तस्य भूषणं दानं सत्यं कंठस्य भूषणम् ।**
**श्रोत्रस्य भूषणं शास्त्रं भूषणैः किं प्रयोजनम्॥**

"હાથનું ભૂષણ દાન છે, સચાઇ કંઠનું ભૂષણ છે, કાનનું ભૂષણ શાસ્ત્ર છે, બીજાં ઘરેણાંનું શું કામ છે ?"

હવે આજનાં ભાષણની સેવટની બાબત ઉપર હું આવું છું. આજનો દિવસ એક ગંભીર દિવસ છે. આ રોઝ એક એવા નરની યાદ આપે છે કે જે આ દિવાનખાનાનાં બંધાવા પાછલ એક પારસી ભાષણકર્તા તરીકે આ પ્લેટફૉર્મ ઉપરથી કહેવાતા "સુધારા" સામે ગયાં સાલ સુધી પોકાર ઉઠાવતો હતો. તે નર એવો હતો કે નઝદીક પચાસ વર્ષો સુધી એ સુધારાનાં ઓઠાં હેઠલ ચાલતો અજબ તમાશો દુન્યાદાર આંખે નેહાલી તેનાથી થતી કોમની ખરાબી બાબે ટોલાંને હરવેલા પોતાના આવાઝથી તથા કલમથી ચેતાવતો હતો. કથોલિક ચરિટિનું ડોલ ઘાલનાર પારસીઓનો તે હરહડતો શત્રુ હતો. રાહનુમા સભાનો પ્રથમ સભાસદ હોઇ પાછલથી તેની વલાણોથી નારાઝ થઇ છુટા પડી, એ સભાનાં કામોની ખામીઓ જરથોસ્તીઓ રૂબરૂ રજૂ કરવામાં તે એકકો હતો. પારસીઓની પ્રથમ કીર્તિનો કોટ તોડી પાડવામાં જે છુપી શક્તિઓ કામ કરે છે તેથી વાકેફ હોઇ જ્યારે પણ ફાવે ત્યારે અંતરની બદીઓ ઉપર વિવેચન કરી ટોલાંનું ધ્યાન ખેંચવામાં તે પછાત પડેલો જણાયો નથી. તેની રીતીઓ બાબે ચાહે તેવો મતફેર હોય પરંતુ એટલું તો આજે પણ તેનાં શત્રુઓ કિંવા વિરોધીઓ જાણે છે અને છડેચોક કબૂલે છે કે, સુધારાના ગદલા ઘોધવા સામે લડતની પાલ બાંધી પારસીઓને ઉંધે મસ્તક કુધારાની ખાડીમાં ગબડી પડતા બચાવવામાં તે ઘણે ભાગે ફતેહ મેલવી ગયો છે. આગલ દોડતી સુધારા નામની આંધલા ડ્રાઇવરોવાલી ટ્રેન ચોકસ સ્ટેશનેજ અટકાવવામાં તેની ઝબાન એક મઝબૂત બ્રેક હતી. રાહનુમા સભાના કામને આકાશે પુગાડનારાઓને તેણે તેઝ બોલીદરાઝીથી અચ્છો સ્વાદ ચખાડી એકલે હાથે તેઓને હાથભર દૂરજ રાખ્યા હતા. તેનો આજે જોડીદાર રહ્યો નથી. તેનાં ગગડાવનાર આવાઝ, ભાષાની ઝમક, અને વિરોધીઓને નીચું જોવાડવાની તેની કુનેહ વર્ષો સુધી યાદગાર રહેશે. ટોલાંના સકમાઇના પૈસા શેઠસાહેબોની માન પાન ચાંદ મેલવવાની ઉલટમાં કડોકડ ઘસડાઇ જતા જોઇ એ નર હર વેલા બખારતો હતો અને તેવી એક છેલ્લી લડતનાં પરિણામ તરીકે હાલ પણ રૂપ્યા પાંચ લક્ષની ભારે રકમ કોર્ટમાં બાહેર તણાઇ જતી બચી ગઇ છે. નાહનપણથીજ ઝાહેર ઝિંદગીમાં પડી મરતી વેલાની પંચોતેર વર્ષની ઉમ્ર તુલીક પોહલી પીઠ રાખી એક અજબ શક્તિવાલા પારસી તરીકે નામ મેલવી તે નર આજ એક વર્ષ થયું આ ફ્નાની દરવાઝો છોડી ગયો છે. તેની આજે વર્ષ દિવસની બાજ છે અને તેની ગંભીર યાદમાં તેની આ એક તસ્વીર બઝમે રૂઝે અહુરમઝદ તરફથી ખુલ્લી મેલતાં આપ બેહેનો અને ભાઇઓને તેનાં માનમાં ઉભાં થવાની નમ્રતાપૂર્વક હું અર્ઝ કરૂં છું.

## ૮



નેગાહ કરો મરહુમનાં મુખ ઉપર. એ નર કોઇજ નહિ પણ ભાઇ મનચેરજી કાવશાજી લંગરાના મુતખલ્લુસ બ "મનસુખ" હતા.

(અત્રે ભાષણકર્તાએ તસ્વીર ઉપરનું કપડું ઉંચકી હાથ કરતાં સર્વે બાનુઓ અને ગૃહસ્થો ગંભીરતા સહિત મરહુમ તરફ પ્રેમાલ લાગણી દર્શાવતી ઢબે ઉભાં થયાં.)

જો પેલી જેહાન જેવું આશ્રમ હોય, જો ત્યાં આ પૃથ્વીની વસ્તુઓની સુગંધ પોહોંચતી હોય, જો મનુષ્યની અંતર લાગણીઓથી ઉત્પન્ન થતી બારીક ધ્રુજરીઓ કામલોકને પુગી વલતી હોય, તો આજની સભાની મોહબ્બત ભરી આંચકીઓથી તર થયલાં આ પુષ્પો એક પૂજ્ય નિશાન દાખલ મનસુખનાં રૂહને જે ભૂવનમાં હાલ તે હોય ત્યાં પોહોંચો. આમીન !

(અત્રે ભાષણકર્તાએ હવામાં, એક હાલ ભરી ફૂલો ઉડાર્યાં જે પછી સર્વેએ પોતાની બેઠક લીધી.)

મનસુખનું એક સ્મારક ફંડ ખોલવામાં આવ્યું હતું જેમાં શુમારે હઝાર બારસો રૂપ્યા ભરાયા છે. કેવી વિચિત્રતા, કે જેની હયાતીમાં તેનાં સેંકડો કહેવાના મિત્રો જાનફેશાની કરતા દેખાતા હતા તેનાં મરણ બાદ ફક્ત આટલીજ રકમ યાદગારીમાં ભરાઇ ! મિત્રો ! ! ? ?

**जानीयात् प्रेषणे भृत्यान्बांधवान्व्यसनागमे ।**
**मित्राण्यापत्तिकालेषु भार्यां च विभवक्षये ॥**

"નોકરો અને બાંધવોની પરીક્ષા દુ:ખની વેલા આવને, મિત્રોની આફતનાં કાલે, તથા સ્ત્રીની વૈભવનો નાશ થયે કરવી જોઇએ." પૈસાદારોને કહો કે તમારા પૈસા સાચવી રાખજો; સાથે આવશે

**यद्ददासि विशिष्टेभ्यो यच्चाश्नासि दिनेदिने ।**
**तत्ते वित्तमहं मन्ये शेषं कस्यापि रक्षसि ॥**

"તું જે આબરૂદાર ગરીબોને આપે છે, તું જે હરરોઝ ખાય છે, તેનેજ હું તારૂં દ્રવ્ય માનું છું; બાકીનું તું કોણને માટે રાખે છે ?"

મનસુખ પૈસાદાર મરતે તો સૌ થતે; તોય ચિંતા શી છે ? સાદી કહી ગયોજ છે કે "ચું આહંગે રફતન કુનદ જાને પાક, ચેહ્ બર તખ્ત મોર્દન ચેહ્ બર રૂયે ખાક." "જ્યારે પવિત્ર જીવ જવાનોજ ઠેરાવ કરે છે ત્યારે, તખ્ત ઉપર મરવું શું યા માટીમાં (મરવું) શું ?"

સેવટે હરેક મુમુક્ષુને શ્રી કૃષ્ણના બોલોમાં કહીશ કે

**न बिभेति यदा चायं यदा चास्मान्न बिभ्यति ।**
**यदा नेच्छति न द्वेष्टि ब्रह्म संपद्यते तदा ॥**

" જ્યારે એ ડરતો નથી અને જ્યારે એનાથી કોઇ બિહતું નથી અને જ્યારે એ ઇચ્છા રાખતો નથી યા અદેખાઇ કરતો નથી ત્યારે પરમેશ્વર(નાં દર્શન) મલે છે."



# ધર્મનો મર્મ અને પારસીની આરસી.

તાસીરે સખાવત.

"કરોડપતિ" ને અર્પણ.

બેહાગ.

કહો કોઇ જેહાનસે દાતા કહાં ગયા.—ટેક.

બાગે ફનામેં બસ રહી, બૂએ નેકોંકી ફકત,
બુલબુલ હુઆ પરવાજ પર, પર 'હાં રહે ગયા.-કહો—૧

નામે પલીદ બગલ ગયા, લેકર અગર મુરીદ,
આદમકી ગો પલટાકે શાન, હયવાન બના ગયા.-કહો—૨

આસાં હુઈ જમાનેસે, રાહે સૂએ અદમ,
યક દમસે દોલત ડાલકર, જર જાનસે ગયા.-કહો—૩

મુંબઈ તા૦ ૨૧-૧૧--૧૯૦૨ દી. પે. ઘ.